# કચ્છમાના ૧૮ ગામના

# રેહેવાસી ભાટીઆઓનો

## ન્યાતરીતની ચોપડી.

છપાવી પ્રસિધ કરનાર ન્યાતનો શુભચિંતક.



મુંબઈ.

ધી "હિંદુસ્થાન પ્રિંટિંગ" પ્રેસમાં છાપ્યું છે.



સંવત. ૧૯૪૨.

# પ્રસ્તાવના.



આપણી ભાટીયાની જ્ઞાતમધે કારજ પ્રસતાવમાં આપવા લેવાની રીતભાત આગલ કરતાં હાલ કેટલીએક વધી ગઇ છે તે સુધારવી જોઈએ માટે સંવત ૧૯૨૬ ના ભાદરવા વદ ૨ ને વાર રવેઉને દાડે નીચે લખેલા કચ્છ મધેના ૧૮ ગાંમોના ભાટીયા રેહેવાસીયો સરવે એકઠા મલ્યા હતા તે વખતે સૌ ભાઇયો એક મત થઈને એવો ઠરાવ કીધો જે આપણામાં કારજ પરસતાવમાં આપવા લેવાની કેટલીએક રીતો બાંધી છે તે સૌભાઇયોએ તપાસીને આપણ ૧૮ ગાંમના રેહેવાસીઓ મધે ચાલુ કીધી તેપછી સંજોગે જે જે વખતે સૌભાઈયો એકઠા મલ્યા તે તે વખતે મજકુર રીતો મધે જે કાંઇ ફેરફાર કરવો ધ્યાનમાં આવ્યો તેપ્રમાણે સૌભાઇયો એક મતથી ફેરફાર કરતા આવ્યા અને ફરી સંવત ૧૯૨૭ ના ભાદરવા સુધ ૪ ને વાર રવેઉને દાડે સૌભાઈયો એકઠા મળીને મજકુર ઠેરાવો મધે કેટલોએક ફેરફાર કરીને તે ઠરાવો પ્રમાણે ચાલવાને સૌભાઇયો એક મત થયા અને તે પ્રમાણે સૌભાઈયો ચાલતા આવ્યા અને ફરીથી સંવત ૧૯૩૧ માઘ શુદ ૫ મી બુધવારને દાડે સૌભાઇયો એકઠા મળીને એવો ઠરાવ કીધો જે મજકુર ઠરાવોને સુધારીને ચોપડીયો છપાવવી મતલબ કે મજકુર કીધેલા

કરાવોની હાલની લખેલી ચોપડીઓ ગણી થોડી હતી તેથી કરીને સૌ ભાઇયોને અરચણ પડતી હતી વાસ્તે ચોપરીયો છપાવીને આપણા તરફવાલા દરએક ઘર દીઠ એક એક ચોપડી આપવી કારણ જે સૌભાઇયો તે પ્રમાણે ચાલવાને ભુલે નહી.

કચ્ચ મધેના જે જે ગાંમોના રહેવાસીઓમાં મજકુર રીતો મુંબઈ મધે ચાલુ છે તે ગાંમોના નામની વીગત છે.

| | |
|---|---|
| ૧ શ્રી ભુજ. | ૧૦ શ્રી ગુંદીઆળી. |
| ૨ શ્રી બિભ્બર. | ૧૧ શ્રી ફરાદીઓ. |
| ૩ શ્રી નીરોનું. | ૧૨ શ્રી પધર. |
| ૪ શ્રી મંજલ. | ૧૩ શ્રી દેવીપુર. |
| ૫ શ્રી તરો. | ૧૪ શ્રી લાખીવીરા. |
| ૬ શ્રી મંગુઆણું. | ૧૫ શ્રી અરલ. |
| ૭ શ્રી કોટરો. | ૧૬ શ્રી કોરો. |
| ૮ શ્રી રતડીઓ. | ૧૭ શ્રી માનકુવો. |
| ૯ શ્રી ભાટઈ. | ૧૮ શ્રી મુરૂ. |

———

२८५२

# दोहा.

श्री वल्लभके परतापतें होत मनोरथ सिद्ध ॥
घनते ज्योंतरु वेल्दिल फुल फलनकी वृद्ध ॥ १ ॥
श्री वल्लभके दास यश भाटिया ज्ञात कहाय ॥
तामे गांव अठारह के सुभमत लीयें ऊठाय ॥ २ ॥
सब मिल मतो एसो कीयो ज्ञात आपूनी मांहें ॥
लेन देनकी रीत सब वहीचली अबजाय ॥ ३ ॥
सब भाईयन मिलके कह्यो बांधो रीत सब ठीक ॥
ठेराव सब जन मिलकरो होय सबनको ठीक ॥ ४ ॥
सत ओगनीस छवीसके वीक्रम वर्ष जुजान ॥
द्वतीया भादरवावदि वार भानू परमान ॥ ५ ॥
गांव अठारह के भाईसब ता दिनकीयो बीचार ॥
लेन देनकी रीत सब बांधीकीजे तयार ॥ ६ ॥
मावजीके सुतभये पुरषोतंम प्रवीन ॥
परउपकारमें चित सदा दान धर्ममे लीन ॥ ७ ॥
पुरुषोतंमने रीत बांधकें धरीजु भाई हजुर ॥
भाई देख आनंद भये राखी रीत मंजुर ॥ ८ ॥
भाई सब बड भाग्यहें मंजुर कीये एही रीत ॥
कोटि कालको थीर रहें चलीजु रीत अभीत ॥ ९ ॥

कच्छ देसके राजमें गांव अठारही जान ॥
जिन गांवके सज्जनमें चली एही रीत प्रमान ॥ १० ॥
भुज नीरोना बबर तरो मंजल मंगुआणा जान ॥
रतडीयो भादईकहें अरु कोटरो बखान ॥ ११ ॥
गुंदीयारी फरादीया पधर जु देवी पुरं ॥
लाखीविरा अरल फुनी कोरो करी मंजुर ॥ १२ ॥
मानकुयो मुरु मिलि गांव अठारही जेह ॥
ता गांवनके भाटीया राखत संप अरु स्नेह ॥ १३ ॥

## હિંદુસ્થાની દોહરો.

સબ ભાઇયન મિલકે કહ્યો, બાંધો નીકી રીત.
જિસ્સેં આપનો શુભ બને, તજો ચાલ વિપરીત. ૪
સંવત ઊન્નિશ વીશછ, વિક્રમ વર્ષજુ જાન;
ભાદ્રો વિદિ દુતિયા રવી, તાદિન મિલે સુજાન. ૫
ગાંવ અઠારહુ વીચકે, સબમિલ કિયો બીચાર;
લેન દેનકી રીતકાં, રચિકે કરી તૈયાર. ૬

## સોરઠો ગુજરાતી.

પર ઉપકાર પ્રવીણ, માવજી સુત પુરૂષોત્તમ.
દાન ધર્મમે લીન, શ્રમસેં યહ રીતી રચી. ૭
સુનિ રીતી સબ ભાઈ, હર્ષ ભરિત ઉરસેં ભયે.
આપની બીચ સલાઇ, બાલ વૃદ્ધ અબલા મિલી.૧

## કવીત મનહર ( ગુજરાતી )

ભુજનગર ૧ નીરોના ૨ બિબ્બર ૩ પધર ૪ મુરૂ ૫ તરો ૬ કોરો ૭ કોટરો ૮ ફરાદીયો ૯ દેવીપુર ૧૦ ભાડઈ ૧૧ અરલ ૧૨ લાખીવીરા ૧૩ મંજલ ૧૪ ગુદીઆલી ૧૫ મલી મંગવાણું ૧૬ માનકવો ૧૭ રતડીઓ ૧૮ ધરીઉર

એ અઢાર ગામ જે ગણાય કચ્છ દેશતણા વાસી તેના ભાટીયા નઠારી ચાલ કરી દૂર.

ન્યાત હિત કારણે સકલ કરી એક મત બાંધી શુભ પ્રબંધ લખી મુક્યો સૌની હજુર. ૧

હેલેમાલી હૈશાં બોલ હેંડબીલમાં લખેલ કોઈયેં ઉપહાસથી જે એ લોકો અજ્ઞાન છે.

તે તો ભલેં રાજી રહો અમે જાણ્યો સમો અર્થ હેલે માલી હૈશાં વિણ કાજન પ્રમાણ છે.

જગ સગળાના લોક એક સંપ માન્ય કરે એક સંપ સર્વ વાતેં સિદ્ધીનું સાથન છે.

માટે જાણી મલી અમે એકઠા રચના રચી વ્યર્થ ખર્ચ વર્જ કરી રાખ્યું જે પ્રધાન છે.

---

# શુચીપત્ર.



## પ્રકરણ પેહેલું શુભકારજસંબંધી.



કલમ ૧ લી. એ જે આપણી નાતમાં હરેક પ્રસંગે શ્રીફલ નિમિતે રોકડ નાણું અપાએ છે તે ચાલ આપણાંમાં બંધ કીધી છે વાસ્તે હવેથી હરેક પ્રસંગે શ્રીફલને બદલે કોઇને રોકડ નાણું આપવું નહી ફકત શ્રીફલ બે આપવા વધારે કાંઈ આપવું નહી.

કલમ ૨ જી. એ જે આપણામાં હરેક પ્રસંગે પાગડીઓ બંધાવે છે તે પાગડીઓ ખોટા છેડાની બંધાવવી નહી સાચા છેડાની બંધાવવી અથવા વગર છેડાની સાધી પાગડી બંધાવવી અથવા રૂ. ૨ થી ૫ રોકડા આપવા.

કલમ ૩ જી. એ જે પ્રથમ પુત્ર જન્મ થાય તે વારે જેને ગેરે પુત્ર જનમ થયું હોય તે ધણીએ પોતાની ગજા શકતી પ્રમાણે ધાઇને વધાઇનું દેવું તથા દાન ધર્મ કરવું અને પોતાના સગા સંબંધી હેતુ પ્રીતુને ગેરે ધાઇ અથવા બ્રાહ્મણ વધાઇ દેવા જાય તેને તે ધણીઓએં .)= થી રૂ. ॥ સુધી આપવું તેથી વધારે કાંઇ આપવું નહી.

કલમ ૪ થી. એ જે પુત્ર જનમ થાય ત્યારે પોતાના સગા સંબંધી તથા હેતુ પ્રીતુના ગેરેથી બોલાવવા આવે છે તથા વેહેવાણો વધાઇ દેવા આવે છે તેઓને કાંઇ રોકડ નાણું આપવું નહી બાકી જે બોલાવવા આવે અથવા વધાઇ દેવા આવે તેને દરએકને શ્રીફલ બે દેવા વધારે કાંઇ દેવું લેવું નહી.

કલમ ૫ મી. એ જે પુત્ર જનમ થાય તેની છઠીને દાડે છોકરાની દાદી વગેરે બીજી સ્ત્રીઓને સાથે લઇને ગોરને ગેરે ઘોડો લેવા જાય છે તે ઘોડો લઇને છઠીનું પુજન કરે છે તે વખતે છોકરાના મોસાળ પક્ષ વાળાઓએં છોકરાના દાદા તથા દાદી દર એકને રૂ.ાા થી રૂ. ૧ સુધી આપવો બાકી બીજા સ્ત્રી તથા પુરૂષો તથા બાલકો સાથે આવ્યા હોય તેઓ દર એકને શ્રીફલ બે આપવાં.

કલમ ૬ ઠી. એ જે પુત્ર અથવા પુત્રીનું જનમ થયા પછી તેઓના સગા સંબંધી તથા હેતુ પ્રીતુની સ્ત્રીઓ જબલું ટોપી આપવા આવે છે તે જબલું ટોપી આપવા આવનાર દરએક સ્ત્રી તથા બાલકને શ્રીફળ બે દેવાં.

કલમ ૭ મી. એ જે છોકરા અથવા છોકરીનું બાલ મુંડન કરાવે છે તે સમે સ્ત્રીઓ ગીત ગાવા આવે છે તેઓ દરએક સ્ત્રીને શ્રીફળ બે દેવાં અને જે સ્ત્રીઓ

જામલું અથવા ટોપી અથવા બીજું કાંઇ વસ્ત્ર છોકરાને આપવા આવે છે તે રાખવું ઘટે તેનું રાખવું પણ જે આવે તેને શ્રીફળ બે દેવા રોકડ નાણું કાંઇ આપવું નહીં સ્ત્રીઓની સાથે બાળકો આવ્યા હોય તો દરએક બાળકને શ્રીફળ બે દેવાં

કલમ ૮ મી. એ જે છોકરાને જનોઇ આપે છે ત્યારે સ્ત્રીઓ ગીત ગાવા આવે છે તેઓ દરએકને શ્રીફળ બે આપવાં અને જનોઇ પેહેરવા ટાણે ગ્રહશાંતી કરવા બેસે છે તે વખતે સગા સંબંધી તથા હેતુ પ્રીતુ તરફથી પાગડી તથા સાડી તથા જનોઈ પહેરનાર છોકરાને બચકાની ( ધોતલી ) અથવા પીતાંબરી આપવા આવે છે તે વસ્ત્રો જેનાં રાખવાં ઘટે તેના રાખવાં અને જે આપવા આવે તેને શ્રીફળ બે દેવાં રોકડ નાણું કાંઈ આપવું નહી.

કલમ ૯ મી. એ જે છોકરાનું સગપણ થાય ત્યારે કન્યાના માવીત્રોએ સાકર શેર ૧૧ નો પુડો તથા રૂ ૧ રોકડો વધાઇનો મોકલવો. તે વધાઇ લાવનાર બ્રાહ્મણને છોકરાના બાપે પાગડી ૧ રૂ ૨થી ૫ સુધીની આપવી વધારે કાંઇ આપવું નહીં તથા વધાઇ આવ્યા ટાણે જે સગા સંબંધી આવ્યા હોય તેને શ્રીફળ બે દેવાં. અને વધાઇ લાવનાર બ્રાહ્મ-

ણને સગા સંબંધી તથા હેતુ પ્રીતુ વધાઈનું આપે છે તે રૂ .। થી .।। સુધી આપવું વધારે કાંઇ આપવું નહીં·

કલમ ૧૦ મી. એ જે સગપણ થાય તેની વધાઇની ખાંડ કન્યાના માવીત્રો મોકલે છે તેમાં મોસાળ પક્ષની ખાંડ આવે છે તે કન્યાના માબાપ તથા મોસાળ પક્ષની મલીને ખાંડ શેર ૨૦ થી ૪૦ મોકલવી તે ખાંડ ઉપર રૂ ૨ થી ૪ મોકલવા વધારે મોકલવું નહી અને ખાંડ લાવનાર બ્રાહ્મણને પાગડી ૧ રૂ. ૨ થી ૫ સુધીની આપવી તથા બીજો બ્રાહ્મણ સાથે હોય તેને રૂ ૧ આપવો અને બેથી વધારે બ્રાહ્મણો સાથે હોય તો બાકીના બીજાઓ દરએકને શ્રીફળ બે દેવા. અને ખાંડ વરના બાપને ગેરે આવ્યા પછી તે ખાંડ પોતાના સગા સંબંધીમાં વાંટવી ઘટે ત્યાં શુખે-થી વાંટે.

કલમ ૧૧ મી. એ જે સગપણ થયા પછી વરના બાપને ગેર સગા સંબંધી તથા હેતુ પ્રીતુ તથા વેહેવાઇ તથા વેહેવાણો વધાઇ આપવા આવે છે. વધાઇ આપવા આવનાર સ્ત્રી તથા પુરૂષો તથા બાલકો દરએકને શ્રીફળ બે દેવાં.

કલમ ૧૨ મી. એ જે સગપણ થયા પછી વરના બાપને ગેરે કેટલાએક દાડા સુધી સ્ત્રીઓ ગીત ગાવા આવે છે તે ગીત ગાવા આવનાર દરએક સ્ત્રી તથા બાળકને શ્રીફળ બે આપવાં.

કલમ ૧૩ મી. એ જે સગપણ થયા પછી કન્યાને ટિકા દેઇને ઘરેણું પહેરાવે છે તે દાડે ટિકાનો વેસ તથા બીજું આપવાની વીગત છે.

( ૧ ) પોતી ૧ સાટીનની તથા ઘાઘરો ૧ તથા ઓઢણી ૧ મલીને નંગ ૩ કિમત રૂ. ૪૦ સુધી કરવા તેથી વધારે કરવા નહી.

( ૨ ) કન્યાને ટિકા આપીને માંગરી કરાવીને રૂ. ૧ આપવો તેથી વધારે કાંઇ આપવું નહી.

કલમ ૧૪ મી. એ જે ટિકાને દાડે કન્યાનો બાપ છોકરીના સાસરીઆને તેડાવે છે તે મધે પુરૂષોને તેડાવે તો પુરૂષોએં જાવું અને પુરૂષોને તેડાવે નહી તો ફકત સ્ત્રીઓએં ટિકા દેવા જાવું અને ટિકા આપી રહેઆ પછી કન્યાનો બાપ છોકરીના સાસરીઆને પોરાવે તેની વીગત છે.

( ૧ ) વરના બાપને રૂ. ૧ થી ૨ સુધી તથા દાદાને રૂ. ॥ થી ૧ સુધી તથા નાના જેટલા હોય તેટલા દરએક નાના દીઠ રૂ.।

થી ૧ સુધી આપવું વધારે આપવું નહી.
તે પણ પુરૂષોને તેડાવ્યા હોય તો આપવું

( ૨ ) વરની માને રૂ. ૧ થી ૨ સુધી તથા દાદીને રૂ.ાા થી ૧ સુધી તથા નાની જેટલી હોય તેટલી દરએક નાનીને રૂ.ાા થી ૧ સુધી આપવું વધારે કાંઇ આપવું નહી.

( ૩ ) વરના ભાઇયો તથા કાકાને આપવા સારૂ કન્યાના બાપની મરજી હોય તો ૨ થી ૫ સુધી આપે.

( ૪ ) વરની માને ગરભાણીનો છાલ ૧ રૂ ૨ થી ૪ સુધી કન્યાના બાપની મરજી હોય તો આપે.

( ૫ ) જમાઈને મરજીમાં આવે તે આપવું.

( ૬ ) બાકી બીજા સ્ત્રી તથા પુરૂષો તથા બાલકો આવ્યા હોય તેઓ દરએકને શ્રીફળ બે દેવાં.

કલમ ૧૫ મી. એ જે ટિકો આપ્યા પછી જમાઇને તથા વઉને જમવા તેડે તારે પેહેલે દાહાડે જમાઇને તથા વઉને માંગરી કરીને રૂપીઓ ૧ આપવો તથા મીઠાઇ રૂ.ા થી .ાા ની આપવી તે પછી ૬ દાડા સુધી દરરોજ મિઠાઇ રૂ .ા ની આપવી વધારે કાંઇ આપવું નહી અને કુંવારે નાતે જે દાડે

જમાઇને તથા વહુને જમવા તેડવું તે દાડે જમાડીને મિઠાઈ રૂ.। ની આપવી તેથી વધારે કાંઇ આપવું નહો.

કલમ ૧૬ મી. એ જે સગપણ થયા પછી વરનો દાદો અથવા નાનો અથવા વરના બાપના સગા સંબંધી તથા હેતુ પ્રીતુઓ વહુને જમવા તેડે અને જમાડીને કાંઇ લુગડું આપે તો તે લુગડું રૂ. ૧ થીર સુધી આપવું તેથી વધારે આપવું નહી. અને વહુને લુગડું આપીને તેના માવીત્રે મુકવા જે સ્ત્રીઓ જાય તે મધે લુગડું કરનારને વહુના માવીત્રોએ રૂ .। થી .।। આપવો બાકી બીજી સ્ત્રીઓ તથા બાળકો સાથે આવ્યા હોય તેઓ દરએકને શ્રીફળ બે આપવાં.

કલમ ૧૭ મી. એ જે ટિકો આપ્યા પછી કન્યાનો બાપ વરના બાપને ગેરે વેણની પાતરો મોકલે તો નીચે લખ્યા પ્રમાણે મોકલવી.

( ૧ ) વરના બાપની પાતર એક મધે સાટા નંગ ૧૦૧ તથા મેસુક શેર ૫.

( ૨ ) વરના દાદાની પાતર એક મધે સાટા નંગ ૫૧ તથા મેસુક શેર ૨।।.

( ૩ ) વરના નાનાની પાતર એક મધે સાટા નંગ ૫૧ તથા મેસુક શેર ૨।।.

( ૪ ) ઉપર લખેલી પાતરો ત્રન ઉપર રૂ ૧ થી ૨ રોકડા મુકવા.

ઉપર લખ્યા પ્રમાણે વેણની પાતરો મુકવી તેથી વધારે મોકલવી નહી.

કલમ ૧૮ મી. એ જે ટિકો આપ્યા પછી વરનો બાપ કન્યાને મેવો વાંટવા સારૂ મોકલે છે તે મેવો નીચે લખ્યાં પ્રમાણે મોકલવો વધારે મોકલવો નહી.

( ૧ ) મેવો શેર ૫ થી શેર ૨૦ સુધી.

( ૨ ) સાટા નંગ ૨૫ થી ૫૧ સુધી.

( ૩ ) પોરાણી એક રૂ ૧૦ થી ૩૦ સુધી કરવી તે પોરાણી પહેરીને કન્યા મેવો વાંટવા જાય.

કલમ ૧૯ મી. એ જે ટિકો આપ્યા પછી કન્યાનો બાપ વરના બાપને ગેરે આગીઆરસની ફળાર મોકલે છે તે ફળાર મોકલવી તેની વીગત.

( ૧ ) ખજુર મણ ॥ થી ૧

( ૨ ) બરફી શેર ૫ થી ૧૦

( ૩ ) શ્રીફળ નંગ ૧૬

( ૪ ) કેળા નંગ ૫૦

એ રીતે ફરાળ મોકલવી તેથી વધારે મોકલવી નહી.

કલમ ૨૦ મી. એ જે સગપણ થયા પછી તે પરણ્યા સુધી વરનો બાપ કન્યાને મોટી સાતમનો વેસ કરે છે તે વેસ નીચે લખ્યા પ્રમાણે કરવો.

( ૧ ) પેહેલી સાતમનો વેસ રૂ ૨૫ સુધી કરવો વધારે કરવો નહી.

( ૨ ) તે પછી પરણ્યા સુધી બીજી સાતમો આવે તે દરએક મોટી સાતમનો વેસ રૂ ૨૦ સુધી કરવો તેથી વધારે કરવો નહી.

કલમ ૨૧ મી. એ જે ઉપર લખેલી કલમ ૨૦ મી પ્રમાણે વરનો બાપ વેસ કરે તેને કન્યાના માવીત્ર લાગ વારે તે વેસનો લાગ રૂ ૭ પાછા આપવા તેથી વધારે કાંઇ આપવું નહી.

કલમ ૨૨ મી. એ જે મોટી સાતમનો વેસ અપાણો નહી હોય તો તે ચડેલો વેસ કેહેવાય તે ચડેલા વેસ કન્યાના માવીત્રો માંગે તો વરના માવીત્રોએ દરએક સાતમ મોટીનો વેસ રૂ ૨૦ સુધીનો કરવો અને તેની વળતર કન્યાના માવીત્રોએ રૂ ૭ આપવા.

કલમ ૨૩ મી. એ જે સાતમના વેસના કન્યાના માવીત્ર રોકડા રૂપીઆ માગે તો દરએક મોટી સાતમના રૂ ૧૨ વરના માવીત્રોએ આપવા અને તેની વલતર કાંઇ લેવી દેવી નહી.

કલમ ૨૪ મી. એ જે વઉને ગોવાળીઆ આગીઆરસનું મકનું અથવા ઓઢણી કરે છે તે મકનું અથવા ઓઢણી રૂ ૨ થી ૫ સુધી કરવી તથા રમકડાં રૂ .ાા થી ૧ સુધી લઇ આપવાં તથા મિઠાઈ રૂ .ાા ની આપવી તેથી વધારે કાંઈ આપવું નહી અને વઉને માવીત્રેં જે સ્ત્રીઓ મુકવા જાય તે વખતે વઉના માવીત્રોએં વેહેવાણને રૂ .ાા રોકડ આપવો તથા બીજી સ્ત્રીઓ તથા બાળકો સાથે આવ્યા હોય તેઓ દરએકને શ્રીફળ બે દેવા.

કલમ ૨૫ મી. એ જે વિજયા દશમીને દાડે વરને કન્યાનો બાપ તથા કન્યાને વરનો બાપ જમવા તેડે તેવારે જમાડીને મિઠાઈ રૂપીઆ .ાા અરધાની આપવી તથા વરના બાપે કન્યાને રમકડા રૂ .ાા ના અપાવવાં તેથી વધારે કાંઈ આપવું લેવું નહી.

કલમ ૨૬ મી. એ જે દીવાળીને દાડે વરને કન્યાના બાપે તથા કન્યાને વરના બાપે ખાંડનાં રમકડાં રૂ ૧ એકનાં તથા મિઠાઈ રૂ .ાા અરધાની તથા દારૂની રમત રૂ .ાા અરધાની આપવી તથા લેવી તેથી વધારે કાંઇ આપવી લેવી નહી.

કલમ ૨૭ મી. એ જે હોળીને દાડે કન્યાને વરના બાપે ફાગણીઊ તથા ચોળી મલીને રૂ ૫ સુધીની

કરવો. તથા ખાંડના હારડા રૂ ૧ સુધી આપવાં તથા મિઠાઈ રૂ .ાા ની આપવી તેથી વધારે કાંઇ આપવું નહી અને કન્યાને માવીત્રે મુકવા જે સ્રીઓ જાય તેને કન્યાના માવીત્રોએ વેહેવાણને રૂ .ાા આપવો તથા બીજી સ્રીઓ તથા બાલકો સાથે આવ્યાં હોય તેઓ દરએકને શ્રીફળ બે દેવા તથા વરને કન્યાના બાપે હોલીને દાડે ખાં-ડના હારડા રૂ .ાા થી ૧ સુધી તથા મિઠાઇ રૂ .। થી .ાા સુધી આપવી વધારે કાંઇ આપવું લેવું નહી.

કલમ ૨૮ મી. એ જે બળેવ તથા વાલકેશ્વરનો મેળો સરાવણીનો તથા કારતિકીનો, તથા મહાલક્ષ્મીનો મેળો ચઇત્રીનો અથવા હરએક મેળામાં વહુને અ-થવા જમાઇને તેડી જાય તો તેઓને રમકડા રૂ .ાા થી ૧ સુધી અપાવવા તથા મિઠાઇ રૂ .ાા સુધી અપાવવી તેથી વધારે કાંઈ આપવું લેવું નહી.

કલમ ૨૯ મી. એ જે લગન લખવાને દાડે વરનો બાપ પોતાના સગા સંબંધીઓ તથા હેતુપ્રિતિઓને તેડીને કન્યાના બાપને ગેરે લગન લેવા જાય તે વખતે કન્યાના બાપે વરના બાપને મિઠાઇની ટોપલી ૧ તથા રૂ ૧ રોકડો આપવો તથા વરના દાદાને રૂ .ાા તથા નાના જેટલા હોય તેટલા દર-એક નાના દીઠ રૂ .ાા તથા વરના ભાઇઓ તથા

કાકાને આપવા સારૂ આપનારની મરજી હોય તો રૂ. ૨ થી ૫ આપે તથા બીજા પુરૂષો તથા બાલકો જે સાથે આવ્યા હોય તેઓ દરએકને શ્રીફળ બે દેવાં વધારે કાંઈ લેવું દેવું નહી.

કલમ ૩૦ મી. એ જે લગન લખાય ત્યાંથી તે પરણે ત્યાં સુધી રાતની વખતે તથા પ્રભાતીઆના ગીત તથા હરેક વખતે સ્ત્રીઓ ગીત ગાવા આવે છે તે ગીત ગાવા આવનાર સ્ત્રીઓ તથા તેઓની સાથે આવેલા બાળકોને દરએકને શ્રીફળ બે દેવા રોકડું કાંઇ લેવું દેવું નહી.

કલમ ૩૧ મી. એ જે લગન વંચાયા પછી કન્યાને વરના માવીત્રો તથા વરને કન્યાના માવીત્રો લાડકા લાડુ ખવરાવવા જાય તેની વીગત.

( ૧ ) વરના માવિત્રોએં લાડુ ૧૬ લઈ જાવા.
( ૨ ) કન્યાના માવીત્રોએં લાડુ ૨૦ લઈ જાવા
( ૩ ) વર તથા કન્યાને માંગરી કરાવીને બેહુ તરફવાલાઓએં રૂ ૧ એક રોકડો આપવો.
( ૪ ) કન્યા માવીત્રોએં વરની માને રૂ ૧ તથા દાદીને રૂ ॥ તથા નાની જેટલી હોય તેટલી દરએકને રૂ ॥ સુધી આપવો તથા બીજી સ્ત્રીઓ તથા બાળકો સાથે આવ્યા હોય તેઓ દરએકને શ્રીફળ બે દેવા.

( ૫ ) વરના માવિત્રોએં કન્યાના માવીત્રો તર-
ફથી આવેલી સ્ત્રીઓ તથા બાળકો દરએકને
શ્રીફળ બે આપવા.

કલમ ૩૨ મી. એ જે વીવામધે બેઊ તરફ વાળાના સગા સંબંધી તથા હેતુ પ્રીતુઓની સ્ત્રીઓ લાડકા લાડુ આપવા આવે છે તે જેઓના રાખવા ઘટે તેઓના રાખવા પણ તેઉપર કાંઈ રોકડું કોઈનું રાખવું નહી અને જે સ્ત્રીઓ તથા તેઓની સાથે બાલકો લાડકા લાડુ આપવા આવ્યા હોય તેઓ દરએકને શ્રીફળ બે દેવા.

કલમ ૩૩ મી. એ જે માંડવા મુહુરતને દાડે જે સ્ત્રીઓ તથા પુરૂષો તથા બાલકો આવ્યા હોય તેઓ દરએકને શ્રીફળ બે દેવાં તથા ચક વધાવવાને જે સ્ત્રીઓ તથા બાળકો જાય તેઓ દરએકને શ્રીફળ બે દેવાં.

કલમ ૩૪ મી. એ જે વરનો બાપ તથા કન્યાનો બાપ ગ્રહશાંતી કરવા સારૂ બેસે તો તેઓના સગા સંબંધી તથા હેતુ પ્રીતુતરફથી છાલ તથા પાગ-ડીઓ આવે છે તે જેઓની રાખવી ઘટે તેઓની રાખવી પણ જેઓ છાલ તથા પાગડી આપવા આવે તેઓ દરએકને શ્રીફળ બે આપવાં તથા

એવે પ્રસંગે બીજા સ્ત્રી તથા પુરૂષો તથા બાળકો આવ્યા હોય તેઓ દરએકને શ્રીફળ બે દેવાં.

કલમ ૩૫ મી. એ જે માંડવાથી તે પરણ્યા સુધી વરને દુધ પીવરાવવા જે સ્ત્રીઓ તથા બાળકો આવ્યા હોય તેઓ દરએકને શ્રીફળ બે વરના માવીત્રોએ આપવાં.

કલમ ૩૬ મી. એ જે હરેક પ્રસંગે પેરેપાણી આપે છે. તે પેરેપાણી ॰)= થી રૂ .॥ સુધી આપવી વધારે કાંઇ આપવી અથવા લેવી નહી.

કલમ ૩૭ મી. એ જે છઠીનો તથા બાળ મુંડનનો તથા સગપણ થયાનો તથા લગનનો તથા માંડવાનો તથા અધરણીનો તથા હરેક પ્રસંગે સીરો વાંટે છે તે વાંટવો નહી બાકી સગા સંબંધીઓને એવે પ્રસંગે જમાડવા હોય તો ગેરે તેડાવીને સુખે જમાડવા બાકી સીરો વાંટવો નહી.

કલમ ૩૮ મી. એ જે માંડવાના અથવા વિનવાના અથવા હરેક પ્રસંગે સગા સંબંધીઓ તથા હેતુપ્રીતુઓ તથા આપણા નાતીલાને જમાડવા હોય તો રસ્તો બાંધી રસ્તામાં બેસાડી જમાડવા નહી બાકી જમાડનારે પોતાના ગેરમાં અથવા હરકોઈ વખારમાં અથવા માહાજન વાડીમાં જમાડવા રસ્તો બાંધી જમાડવા નહી.

કલમ ૩૯ મી. એ જે દિખને દાડે વરની મા કન્યાને જુબો ભરાવવા જાએ છે તે જુબામાં વેસની સાટીન ગજ ૮ કીમત રૂ ૨૦ સુધી તથા રૂ ૧ થી ૫ સુધી રોકડા તથા મિઠાઇ રૂ .॥ ની તથા પુડા તથા દાબલી તથા મેવો હમેસની ચાલ પ્રમાણે લઇ જાવો તે વરની મા કન્યાને જુબો ભરાવીને માંગરી કરીને રૂ ૧ કન્યાને આપે અને કન્યાના માવીત્રોએઁ વરની માને રૂ.॥ થી ૧ તથા દાદીને રૂ .। થી .॥ સુધી તથા વરની નાની જે-ટલી હોય તેટલી દરએકને રૂ .। થી .॥ સુધી આપવો તથા કાકી તથા મામી તથા ફઈને આ-પવા સારૂ આપનારની મરજી હોય તો રૂ ૨ થી ૫ સુધી આપે તથા બીજી સ્ત્રીઓ તથા બાળકો સાથે આવ્યા હોય તેઓ દરએકને શ્રીફળ બે આપવા.

કલમ ૪૦ મી. એ જે દિખને દાડે વરના બાપને ગેરે કન્યા ખીર છાંટવા જાય તેવારે વરના બાપે કન્યાને રૂ ૧ આપવો વધારે કાંઈ આપવો નહી બાકી કન્યાની સાથે બીજી સ્ત્રીઓ તથા બાળકો આવ્યા હોય તેઓ દરએકને શ્રીફળ બે દેવા રોકડું કાંઇ આપવું લેવું નહી.

કલમ ૪૧ મી. એ જે દિખને દાડે છકી મા બેસીને કન્યા વરના બાપને ગેરે જાય છે તે વારે વરની માએં કન્યાને પોંખીને માંગરી કરીને રૂ ૧ આપવો બાકી જે સ્ત્રી તથા પુરૂષો છકી સાથે આવ્યા હોય તેઓને કાંઈ આપવું નહી.

કલમ ૪૨ મી. એ જે દિખને દાડે વર ઘોડે ચઢીને સાસરીએં આવે તે વારે કન્યાની મા વરને પોંખીને માંગરી કરીને રૂ ૧ આપે બાકી બીજી સ્ત્રીઓ તથા પુરૂષો તથા બાળકો ઘોડા સાથે આવ્યા હોય તેઓ દરએકને શ્રીફળ બે કન્યાના માવીત્રોએં આપવાં.

કલમ ૪૩ મી. એ જે ફેરાને દાડે કન્યાની મા બીજી સ્ત્રીઓને સાથે લઈને વરનું માથું ધોવરાવવા જાય તે માથુ ધોવરાવીને વરને માંગરી કરીને રૂ ૧ આપવો અને કન્યાની મા તથા તેની સાથે આવેલી બીજી સ્ત્રીઓ તથા બાળકો દરએકને શ્રી ફળ બે વરના માવીત્રોએં આપવા.

કલમ ૪૪ મી. એ જે વર ઘોડે ચડે તે વારે વેહેવાણો ઘોડાની વાગ ઝાલવા આવે તે વાગ ઝાલનાર દરએક વેહેવાણને વરના બાપે રૂ. ૧ આપવો વધારે કાંઈ આપવું નહી.

કલમ ૪૫ મી. એ જે ફેરાને દાડે વરઘોડા સાથે જે સ્ત્રીએ તથા પુરૂષો તથા બાળકો આવ્યા હોય તેઓ દરએકને કન્યાના માવીત્રોએં શ્રીફળ બે આપવાં રોકડું કાંઇ આપવું લેવું નહી.

કલમ ૪૬ મી. એ જે કન્યાનો બાપ વરના બાપને ધુરત અથવા જાને જમાડે છે તે જાન જમતી વખતે કન્યાનો બાપ વરના બાપને તથા તેઓના સગા સંબંધીઓને ખાંડ ફકાવીને ખાંડની ફકામણી આપે છે તે ખાંડ ફકામણી આપવાની વીગત

( ૧ ) વરની માને રૂ.। થી રૂ ૧ સુધી આપવો.

( ૨ ) વરની દાદીને .)= થી રૂ.॥ સુધી આપવા.

( ૩ ) વરની નાની જેટલી હોય તેટલી દરએક નાની દીઠ .)= થી રૂ .॥ સુધી આપવા.

( ૪ ) વરના બાપને રૂ.। થી રૂ ૧ સુધી આપવો.

( ૫ ) વરના દાદાને .)= થી .॥ સુધી આપવા.

( ૬ ) વરના નાના જેટલા હોય તેટલા દરએક નાના દીઠ .)= થી રૂ.॥ સુધી આપવા.

( ૭ ) બાકી વરના ભાઈઓ તથા કાકા તથા મામા તથા સગા સંબંધી તથા હેતુપ્રીતુ તથા તેઓની સ્ત્રીઓ તથા બાળકો જે સાથે આવ્યા હોય તેઓ દરએકને .)— થી રૂ.। સુધી આપવું.

૨

કલમ ૪૭ મી. એ જે કન્યાનો બાપ વરના બાપને દિખનું પોરાવે છે તે દિખને દાડે પોરાવે અથવા જાન જમાડે તે દાડે પોરાવે અથવા ચાર દાડા આગળ પાછળ પોરાવે તે કન્યાના બાપની મરજી માં આવે તે દાડે પોરાવે તે પોરણ આપવાની વીગત.

( ૧ ) વરના બાપને પાગડી તથા પોસાક.

( ૨ ) વરની માને પોરાણી ૪ સુધી.

( ૩ ) દીકરી તથા જમાઈને મરજીમાં આવે તે આપવું.

( ૪ ) પાગડીઓ ૧ થી ૧૫ સુધી સાચા છેડાની આપવી.

( ૫ ) છાલ તથા સાડીઓ ૧ થી ૧૫ સુધી આપવી

( ૬ ) કાંચડીઓ ૧ થી ૨૫ સુધી આપવી.

( ૭ ) રોકડા રૂ. ૧ થી ૨૦ સુધી આપવા.

( ૮ ) ગુલાલ નાખવાના ઉઘડા રૂ ૧ થી ૧૦ સુધી આપવા.

( ૯ ) વરના આગલા ગરના છોકરા હોય તેઓને મરજીમાં આવે તે આપવું.

( ૧૦ ) વરના નાહાના ભાઈઓને ટોપી એક એક દરએક ભાઇ દીઠ આપવી.

(૧૧) વરની માને ગરજાણીનો છાલ ૧ રૂ ૧ થી ૪ નો આપવો.

(૧૨) વરના નાના તથા દાદાને પટુ એક એક આપવો.

એ રીતે ઉપર લખ્યા પ્રમાણે પોરણુ આપવું તેથી વધારે કાંઇ આપવું નહી.

કલમ ૪૮ મી. એ જે હરેક સુભકારજ મધે છોકરા તથા છોકરીના મોસાળ પક્ષના છોકરા અથવા છોકરીને મોસાળું અથવા ચોટી આપે છે તે પોતાની ગજા સકતી પ્રમાણે આપવું પણ તે સગા સંબંધીઓને ગેર દેખાડવા જવું નહી. બાકી સગા સંબંધીઓ તરફથી મોસાળમાં કાંઈ આપવા આવે તો તે જેઓનું રાખવું ઘટે તેઓનું રાખવું પણ આપવા આવનાર તથા મોસાળું જોવા આવનાર સ્રીઓ તથા બાલકો દરએકને શ્રીફળ બે આપવા રોકડું કાંઇ આપવું નહી.

કલમ ૪૯ મી. એ જે છોકરી પરણ્યા પછી છોકરીના માવીત્રો છોકરીને સીઆળા ઉનાળા આપેછે અથવા આણું વારેછે તે છોકરીના માવીત્રોએ પોતાની ગજા સકતી પ્રમાણે ગમે તે આપે પણ તે સીઆળા ઉનાળા અથવા આણું છોકરીના માવીત્રોએ પોતાના સગા સંબંધીને ગેર દેખાડવા જવું નહી બા-

કી પોતાને ગેરે જે સગા સંબંધીઓ જોવા આવે તેને દેખાડવું અને સગા સંબંધીઓ તેમાં કાંઇ આપે તો તે જેઓનું રાખવું ઘટે તેઓનું રાખવું અને જેઓ જોવા આવે અથવા તેમાં કાંઇ આપવા આવે તેઓને શ્રીફળ બે આપવા રોકડું કાંઈ આપવું નહી.

કલમ ૫૦ મી. એ જે સ્ત્રીને પ્રથમ રૂતુ આવે તે વારે તે સ્ત્રી માવીત્રે જાય તેને તે સ્ત્રીની સાસુ તથા બીજી સ્ત્રીઓ મલીને ટિકો આપવા જાય છે તે રજ-સ્વલા સ્ત્રીને ટિકો આપીને રૂ ૧ રોકડો આપવો વધારે કાંઇ આપવું નહી અને રજસ્વલા સ્ત્રીના માવીત્રોએં ટિકો આપવા આવનાર સ્ત્રીઓ મધે-થી ફકત સાસુને રૂ ॥ રોકડો આપવો બાકી બીજી આવેલી સ્ત્રીઓ તથા બાળકો દરએકને શ્રીફળ બે આપવા.

કલમ ૫૧ મી. એ જે આગરણીનો મુહુરત જે દાડે પુછાય તે દાડે સ્ત્રી તથા પુરૂષો તથા બાળકો જે આવ્યા હોય તેઓ દરએકને શ્રીફળ બે આપવા.

કલમ ૫૨ મી. એ જે આગરણીનો મુહુરત પુછાયા પછી તે ખોંભાઓઢે તે દાડા સુધી રાતની વખતે અ-થવા હરેક વખતે સ્ત્રીઓ ગીત ગાવા આવે તે

ગીત ગાવા આવનાર સ્ત્રીઓ તથા તેઓની સાથે આવેલા બાળકો દરએકને શ્રીફળ બે આપવા.

કલમ ૫૩ મી. એ જે આગરણીવાળી સ્ત્રી પોતાના માવીત્રે માથુ ધોવા જાય છે તેને તે સ્ત્રીના સાસરીઆ તેડવા જાય છે તેઓને આરણીવાળી સ્ત્રીના માવીત્રો પોરાવે છે તે પોરણુ આપવાની વીગત.

( ૧ ) છોકરીની સાસુને સાડી ૧ અથવા આપનારની મરજી હોય તો પોરાણી ૧ સુધી આપવી તેથી વધારે કાંઇ આપવું નહી.

( ૨ ) છોકરીના સસરાને પાગડી ૧ સાચા છેડાની આપવી.

( ૩ ) જમાઇની દાદી તથા નાની દરએકને વસ્ત્ર ૧ એક આપવું.

( ૪ ) જમાઇના દાદા તથા નાના દરએકને રૂ .। થી રૂ ૧ સુધી આપવું.

( ૫ ) ટિકો આપનાર સૌભાગ્યવતીને કસુંબો છાલ ૧ આપવો.

( ૬ ) છોકરી તથા જમાઇને પોતાની ગજા સકતી પરમાણે ગમે તે આપવું.

( ૭ ) બીજા સગા સંબંધીઓને આપવા સારૂ છાલો ૧ થી ૪ આપવા તેથી વધારે આ-

પવા નહી અને તે છાલો ૧ થી તે ૪ સુધી જેટલા છોકરીના સાસરીઆને મલ્યા હોય તેટલા પોતાના સગાસંબંધીઓને તે આપે બાકી પોતાના ગેરેથી કાંઇ વસ્ત્રો કોઇને આપવાં નહી.

(૮) એ સીવાય બીજા જે સ્ત્રી તથા પુરૂષો તથા બાળકો સાથે આવ્યા હોય તેઓ દરએકને શ્રીફળ બે આપવા.

કલમ ૫૪ મી. એ જે સ્ત્રીના માવીત્રો સ્ત્રીને વિઆરત આપે છે તે સ્ત્રીના માવીત્રો પોતાની ગજા શકતી પ્રમાણે ગમે તે આપે પણ તે વિઆતર સ્ત્રીના માવીત્રાએં પોતાના સગા સંબંધીઓને ગેરે દેખાડવા જવું નહી બાકી જે સગા સંબંધીઓ જોવા આવે તેઓને દેખાડવું અને તેઓ તેમાં કાંઇ આપે તો તે જેઓનું રાખવું ઘટે તેઓનું રાખવું અને તે જોવા આવનાર તથવા આપવા આવનાર સ્ત્રી તથા પુરૂષો તથા બાળકો દરએકને શ્રીફળ બે આપવા રોકડું કાંઇ આપવું નહી.

કલમ ૫૫ મી. એ જે જેને ગેર કથા અથવા સમાહ પારાયણ બેસે તેને ગેરે સાંભળવા આવનારાઓ સાથે જે બાળકો આવે તે બાળકોને અથવા બીજા કોઈને બરફી તથા મેવો આપે છે તે

આપવું નહી તથા એવે પ્રસંગે વેહેવાઇઓને પોરાવે છે તે પોરાવવું નહી બાકી સગાસંબંધી તથા હેતુપ્રીતુઓને જમાડવા હોય તો સુખેથી જમાડવા.

કલમ ૫૬ મી. એ જે સુભકારજનું નાત ખરચ તથા જમણવાર જે ધણી કરે છે તે ધણી મિઠાઇ દેખાડવા સારૂ પોતાના વેહેવાઇ તથા વેહેવાણોને તેડાવે છે તે વેહેવાઈઓ પોતાના સગાસંબંધીઓને સાથે લઈને મિઠાઇ જોવા આવે છે તે વખતે જમણવાર અથવા નાત ખરચ કરનારાઓએ વેહેવાઇ તથા વેહેવાણને રૂ .॥ થી ૧ સુધી આપવું તથા આપનારની મરજી હોય તો રૂ ૨ થી ૫ સુધી બીજા આપે તથા બીજી સ્ત્રી તથા પુરૂષો તથાબાળકો સાથે આવ્યા હોય તેઓ દરએકને શ્રીફળ બે આપવાં.

કલમ ૫૭ મી. એ જે વેહેવાઇ અથવા વેહેવાણો સેજસાજ એક બીજાને ઘરે આવે જાય તો તેઓને શ્રીફળ બે આપવા.

કલમ ૫૮ મી. એ જે ઉપર લખેલી કલમો ઉપરાંત બીજી ગણીએક બાબદમાં શ્રીફળ નિમીતે અપાએ છે. તે રોકડું કાંઇ આપવું નહી ફકત સ્ત્રી તથા પુરૂષો તથા બાળકો દરએકને શ્રીફળ બે આપવા.

કલમ ૫૯ મી. એ જે કોઇ વેળા શ્રીફળ તઈઆર હોય નહી તો દરએકને શ્રીફળની કીમત આનો ‌.।। ગણીને શ્રીફળ બેને બદલે .)– રોકડો આપવો વધારે કાંઈ આપવું નહી.

કલમ ૬૦ મી. એજે જે વખતે સ્ત્રી તથા પુરૂષોને શ્રીફળ આપવામાં આવે તે વખતે તેઓની સાથે જે બાળકો આવ્યા હોય તેઓ દરએકને શ્રીફળ બે આપવા.

કલમ ૬૧ મી. એ જે આપણા તરફવાળાની છોકરીનું સગપણ બીજા તરફવાળાના છોકરા સાથે થયું હોય તો છોકરીના માવીત્રોએં વેસ વાગા લાગલુગ આ એ ઠેરાવો પ્રમાણે લેવું વધારે લેવું નહી.

કલમ ૬૨ મી. એ જે આપણા તરફવાળાના છોકરાનો સગપણ બીજા તરફવાળાની છોકરી સાથે થયું હોય તો છોકરાના માવીત્રોએં આપણી નાત રીત પ્રમાણે જે કાંઈ વેસ વાગા લાગલુગ કરવો જોઇએ તે કરવો તેમાં આએ ઠેરાવો લાગુ પડશે નહી.

કલમ ૬૩ મી. એ જે ઘેરનો વાસ મુહુરત કરે ત્યારે તેના સગા સંબંધી તથા હેતુપ્રીતુઓ તરફથી પાગડીઓ તથા છાલ આપવા આવે છે તે જેઓનાં રાખવા ઘટે તેઓના રાખવા પણ તે આપવા આવનાર સ્ત્રી તથા પુરૂષો તથા બાળકો

દરએકને શ્રીફળ બે આપવા તથા તે સીવાય બીજા જે સ્ત્રી તથા પુરૂષો તથા બાળકો એવે પ્રસંગે આવ્યા હોય તેઓ દરએકને શ્રીફળ બે આપવા. રોકડું કાંઈ આપવું નહી અને ઘેરનો વાસ મુહુરત કરનાર પોતાના જમાઇ તથા નીઆણા તથા મેતા માણસો વગેરેને પોતાની ગજા શકતી પ્રમાણે પાગડીઓ સુખેથી બંધાવે.

---

## આપણા તરફના થાનાઇને આપવાની વીગત.



કલમ ૬૪ મો. એ જે આપણા તરફવાળામાં હરેક કારજ પ્રસતાવમાં તેડા કરવા સારૂ થાનાઇ ૧ ઠેરાવેલો છે તેહેને મેહેનતને પેટે આપવાની વીગત.

.। છોકરા અથવા છોકરીની છઠીને દાડે દક્ષણા રૂ.।

૧ જનોઇની ગ્રહશાંતી જે ધણી કરે તે ધણીએ રૂ ૧ આપવો.

.।। સગપણ થયાની ખાંડ જે દાડે આવે તે દાડે વરના માવીત્રોએં થાનાઈને રૂ .।। આપવો.

૪ લગન લખાયાથી તે ફેરા સુધી થાનાઇ તેડા કરવા જાય તેને વરના માવીત્રોએં રૂ ૪ આપવા

૨ લગન લખ્યાથી તે ફેરા સુધી થાનાઇ તેડા

કરવા જાય તેને કન્યાના માવીત્રોએં રૂ ૨
આપવા.

.ા=જે ધણી હરેક પ્રસંગે થાણ સુધ કરે તે ધણી-
એં થાનાઈને સીધાનો રૂ .ા આપવા તથા
બીજી દક્ષણા બીજા બ્રાહ્મણોને આપવી હોય
તે પ્રમાણે આપવી.

૧ વાડોમાં જે ધણી હરેક પ્રસંગે ખરચ કરે તે
ધણીઓએં થાનાઇને પાગડી ૧ સાચા છેડાની
આપવી અથવા રૂ ૨ રોકડા આપવા.

---

## પ્રકરણ બીજુ મુરૂત્યુ સંબંધી.

---

કલમ ૬૫ મી. એ જે બાળક તરૂણ અથવા વૃધનું મરણ
થયા પછી નાહી આવીને સ્ત્રીઓએ રસ્તામાં
અથવા ઘરમાં અથવા બીજી હરેક જગ્યામાં
રોઆકો કરવો નહી તથા ઓલવનાર બ્રાહ્મણી
અથવા લંગી તેડાવવી નહી બાકી રસ્તામાં અ-
થવા ઘરમાં અથવા હરકોઇ બીજી જગ્યામાં મોઢું
વાળવું પણ રોઆકા કરવા નહી તથા પીટવું નહી

કલમ ૬૬ મી. એ જે કોઇ વૃધ માણસનું મરણ થયું
હોય ત્યારે વેહેવાણો ઢીંગલા ઢીંગલી કરી લાવે

છે તે મરનારના સંબંધીઓના ખોળામાં બેસાડે છે તે ઢીંગલા ઢીંગલી કરી લાવવા નહીં. બાકી મિઠાઇ તથા ગુલાલ લાવે તે મિઠાઈ મરનારના સંબંધીઓને આપવી તથા ગુલાલ નાખવો.

કલમ ૬૭ મી. એજ મરનારના ઉઠમણાને દાડે અથવા તેથી આગલ પાછળ સગાસંબંધીઓ તથા હેતુ પ્રીતુઓને કોઇએ સુરો આપવો નહી અને વેહેવાણો સુરો નાખવા આવે તેઓનું કાંઇ રાખવું નહી. બાકી બેન ફુઈ દીકરી ભતરીજી ભાણેજી તથા પોત્રી તથા દોહીત્રી તથા નીઆણીઓને જે કાંઈ સુરાનું આપવું હોય તો તેઆને ગરમેળે આપવું જાહેરમાં દેખાડીને આપવું નહી અને સગા સંબંધી તથા હેતુપ્રીતુઓને સુરો આપવો નહી અને લેવો પણ નહી.

કલમ ૬૮ મી. એ જે વૃધ માણસનું મરણ થયા પછી સંક્રાંતિના તિલના લાડુ વાટે છે તે વાટવા નહી તેમ કાંહી લેવા પણ નહી.

---

## પ્રકરણ ત્રીજું.



કલમ ૬૮ મી. ગોર તથા કર્મકાંડ કરાવનાર બ્રાહ્મણોને લાગો આપવાની વિગત છે.

## શ્રી શુભકારીઆની વિગત.

૧ લું પુત્ર જનમે તેની છઠીની પુજા કરે તેને લાગો પોતાના ગોરને અવલ તથા દોમ રૂપીઓ સવા ને ગરીબ હોએ તો આના દસ આપે.

૨ જું પુત્રને જનોઇ આપે તે સરવે કારય આગીઆરી કરીને કરે તે ઉપર કંઇ ગોરનો લાગો નથી ને અગીઆરી કરે તેમા વરણી કરે તેમાંથી ભાગ પાંચ કરવા તેમાંથી ભાગ ત્રણ પોતાના ગોરને આપવા બાકી ભાગ બેએ આચાર્ય કર્મ કરનારને આપે તેમાં ગોરનું જોર જુલમ નહી. ભીક્ષાની જોલી ગોરને આપે.

૩ જું પુત્રનો વેસલાળ કરે તેના કનેઆંના બાપના ગોરને રૂપીઆ અડી કબાએના વરનો બાપ આપે.

૪ થું પુત્રની વઉને લુગડા ચડાવે ને ટીકો આપે તથા સાકર ચબાવે તેની વીગત છે. કનેઆને મોટો ટીકો આપે ને વેવાઈને ગેરથી પેરામણી પેરી આવે તે ઉપર ગોરનો કાંઈ લાગો નથી ને વેવાઈને ગરે પેરામણી પેરે ને વચમાં જે બ્રાહ્મણ આવ જાવ કરતો હોએ ને પેરામણી લાવે તેને રૂપીઓ સવા ગોરનો બાપ આપે ને ગોર માસતાનની તથા વેવાઇના ગોરની દક્ષણા સરખી ભુરસી

દખણા આપવી અવલ દોમ રૂપીઆ અડધો અને સીમ આશામી જો હોએ તો ચાર આના આપે. કનેઆને સાકર ચબાવીને સમુરતા કરે ને વેવાઈ વેવાઇને તેડીને દાણ આપે તે ઊપર ગોરનો લાગો નથી.

૫ મું પુત્રનું લગન લખાવે તે ઉપર કંઇ લાગો નથી. ને ગોર તથા માસતાનને ભુરસી દખણ પોતાની ખુશીમાં આવે તે આપે ગોરની તથા માસતાનની જોરાવરી નહી.

૬ ઠું. પુત્રના વીવાનું કારીય કરે તેની વીગત છે. માંડવાને દીવશે માણક થંભની પુજા વખતે કોઇ બરામણનો તથા ગોરનો લાગો નથી ગોર મસતાનને ભુરશી દખણા ધણીની ખુશીમાં આવે તે આપે. ગ્રહશાનતીની વરણી કરે તેમાં ભાગ પાંચ કરવા તેમાંથી ભાગ ત્રણ પોતાના ગોરને આપવા બાકી ભાગ બેએ આચાર્યને આપે એ ઊપરાંત બીજો કંઇ લાગો નથી ભુરસી દખણા ખુશીમાં આવે તે આપવી ગોરની જોરાવરી નહી.

દીખને દીવશે દેવતાની પુજા તથા વરને પોખવાનુ તથા ખારક શોપારી તથા નાનો મોટો લાગ સરવે મલીને રોક રૂપીઆ સવા અવલ દોમ આપે ને સીમ એટલે ગરીબ હોએ તો દસ આ-

ના આપે એ લાગો કનેઆના બાપના ગોરને આપવો. વીવાને દીવશે પોખવાનો લાગ તથા ચોરીમાં નાંનો મોટો બાબ તથા પરચુટન પઈસા સરવે મલીને અવલ દોમ રૂપીઓ સવા બાકીના સરવે અસામીઓ દસ આના આપે એ લાગો વરના ગોરને આપવો એ ઉપરાંત બીજો કાંઈ લાગો નથી.

૭ મું. વીવાનો ધડબો આપવો તેની વીગત છે.

અવલ દોમ ને શીમ.

આસામી અવલ હોએ ને માજન જમાડે તો રૂપીઆ સાત વરનો બાપ ધડબાનાં આપે તેની વીગત છે.

૪ રૂપીઆ ચાર કનેઆના બાપના ગોરને આપવા.

૩ રૂપીઆ ત્રણ વરના બાપના ગોરને આપવા.

આસામી અવલ તથા દોમ હોય ને માજન જમાડે નહી તો રૂપીઆ પાચ વરનો બાપ આપે તેની વીગત છે.

૩ રૂપીઆ ત્રણ કનેઆના બાપના ગોરને આપવા.

૨ રૂપીઆ બેએ વરના બાપનાં ગોરને આપવા.

આસામી સીમવાલી બાકી સરવે રૂપીઆ ચાર વરનો બાપ આપે તેની વીગત છે.

૨॥ રૂપીઆ અડી કનેઆના બાપ ગોરને આપવા.

૧॥ રૂપીઆ દોઢ વરના બાપના ગોરને આપવા.

૮ મું. અગરણી ઉપર પોતાના ગોરનો લાગો તેની વીગત છે.

૧। આસામી આવલ તથા દોમ હોએ તે રૂપીઆ સવા આપવો.

.॥= આસામી સીમ હોએ તો આના દસ આપવો

૯ મું શ્રી રાંદલનો લોટો માંડે તે વારે લોટો એક છુટો માંડે તો રામ દસ અને લોટો જોટો માંડે તો રૂપીઆ સવા એ પ્રમાણે પોતાના ગોરને આપે બીજો કાંઈ લાગો નથી.

૧૦ મું. હરેક વરત કરે અનંત દોરો ઉજાવે તથા ઘર મુરત કરે વાસતુ ઘરનું કરે મંડપ ભરે આગીઆરી કરે અને તે મંડપમાં જે વરણી કરે તેના ભાગ પાંચ કરવા તેની વીગત છે.

મંડપમાં ભાગ પાંચ તેમાંથી ભાગ ત્રણ પોતાનાં ગોરને આપે ને તે ઉપર મંડપ પુજા વખતે ગહુ દાન તથા નાનો મોટો બાબ તથા રેજે પઇસા જે ધણીના ખુસીમાં આવે તે મુકે તેનું કાંઇ નેમ નથી અને ગોરનો લાગો નથી તોપણ ભાગ પાંચ ઉપર રેજાના તથા ગઊ દાનના પઇસા તથા પરચુટણ મલીને રૂપીઆ સવા મુકવો

તેમાંથી ભાગ ત્રીજો ગોરને આપવો બાકી જે ભાગ બેઅરીઆં તે ધણી આચાર્યને આપે.

૧૧ મું. આબેરના લાગાની વીગત છે.

ઇગીઆરમો તથા બારમો તથા તેરમો તેની કીરીઆનો સાંમાન સરવે જે ધણી પોતાને ગેરથી લપ જાએ તે ઉપર ગઊ દાન તથા રેજાના પઈસા તથા નાનો મોટો બાબ સરવે મલીને તેના રૂપીઆ આપવા તેની વીગત છે આવલ દોમ અને સીમ જેવી આસામી હોએ તે નીચેની વીગત પરમાણે આપે.

૫ ) અવલ આસામી હોએ તો રૂપીઆ પાંચ આપે
૩ ) દોમ આસામી હોએ તો રૂપીઆ ત્રણ આપે
૧॥ સીમ આસામી હોએ તો રૂપીઓ દોડ આપે

ઇગીઆરમો તથા બારનો તથા તેરમો તેની કીરઆનો જે ધણી ગોરની સાથે ઉધડો કરે તેમાં ગઊદાન તથા રેજે પઇસા તથા નાનો મોટો બાબ સરવે મલીને સામાંન જે જોઈએ તે સરવે ગોર પોતાના ગેરથી લાવે તેના રૂપીઆ આપવા તેની વીગત છે.

આસામી અવલ તથા દોમ તથા સીમ તથા તેથી પણ ગરીબ હોએ તેમાંથી જે વરનો

હોએ તે નીચેની વીગત પરમાણે ગોરને પ-
ઈસા આપે તેની વીગત છે. એ ઊપરાંત
ગોરને જોર જુલમ કરવો નહીં.

૭) અસામી અવલ હોએ તો રૂપીઆ સાત
આપવા બીજું કાંઇ આપવો નહીં.

૫) આસામી દોમ હોએ તો રૂપીઆ પાચ આ
પવા બીજું કાંઈ આપવું નહીં.

૩) આસામી સીમ હોએ તો રૂપીઆ ત્રણ
આપવા બીજું કાંઈ આપવું નહીં.

૧) છેક લાચાર હોએ તો રૂપીઓ એક ગોરને
આપે ને ગોર સામાન સરવે પોતાનો લાવે
ને કામ ચલાવે તેમાં હરકત કરે નહીં.

મરણ ઊપર દાપો પોતાનાં ગોરનો છે અ-
વલ દોમ સીમ તથા તેથી ગરીબ હોએ તે
ઓએ આપવું તેની વીગત છે.

૨। આસામી આવલ હોએ તો ઈગીઆરમો તથા
બારમો તથા તેરમો તેનું એકજ દાપું તેના
રૂપીઆ સવા બેએ ગડા ભરામણીને આપવા

૧। અસામી દોમ તથા સીમ હોએ તો ઇગી-
આરમું તથા બારમું તથા તેરમું તેનું એકજ
દાપું તેનો રૂપીઓ સવા આપવો.

૦ આસામી છેક લાચાર હોએ તો તે ધણી કાંઈ-
બી ગોરને આપે નહી.

છમાશીના ગડા ભરામણીના લાગાની વીગત છે.

૧। આસામી અવલ તથા દોમ હોએ તો રૂપી-
એ સવા ગોરને આપવો.

.।।= બાકી સરવે આસામીઓ રામ દસ ગોરને
આપવા.

૦ છેક લાચર હોએ તો કાંઇ ગોરને આપવું નહી

વરસી ઊપર પોતાના ગોરનુ દાપુ તેની વીગતછે.

૨। આસામી આવલ તથા દોમ હોએ તો રૂપી-
આ સવાબેએ આપવા.

૧। આસામી સીમ હોએ તો રૂપીઓ સવા આ-
પવો.

૦ છેક લાચાર હોએ તો કાંઈ આપવું નહીં.

---

આ પુસ્તકના સુજ્ઞ ગ્રાહકોને સૂચનાં કરવામાં આવેછે કે આ ચોપડીનો સ્વલ્પ મૂલ્ય જાણીને જ્યાં ત્યાં રખડતી મૂકવી નહીપરંતુ બહુમાન પૂર્વક સારી રીતે સંભાલ કરીસાચવી રાખવી કે જે થકી જ્ઞાનની આશાતના થાય નહી, જ્ઞાનની આશાતના કરવાથી જ્ઞાનાવરણીય કર્મ બંધાય છે તેના યોગે જીવને અજ્ઞાન પણાની પ્રાપ્તિ થાય છે.

આ ચોપડી વચલા ભોઇવાડાના નાકા ઉપર શ્રી ચિંતામણજીના દેરાસરમધ્યે કેશરીચંદ ગોપાલચંદ પાસેથી રોકડી કિમ્મતેં મલશે. બાહેરગામના ગ્રાહકોનેં ટપલ ખરચ જુદું આપવું પડશે.